

( સોના ચાંદીના દાગીના બનાવનાર. )

પંચાળ. ડાહ્યાભાઈ ઉર્ફે ગીરધરલાલ ભગવા-
નદાસના ચી. હસમુખભાઈ તથા
અંબાલાલનો

# વિવાહ વિનોદ.



રચનાર તથા પ્રસિદ્ધ કરનાર,
કવિ શીવલાલ ખુશાલભાઈ બ્રહ્મભટ.



અમદાવાદ
ખમાસાને ચકલે, એલીફન્ટ રોડ ઉપર
ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસે છાપ્યો.



સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.



શ્રી



# .ચાળ શેઠ ડાહ્યાભાઈ ઉરફે ગીરધરલાલ ભવાનદાસના ચી. દલસુખભાઈ તથા અંબાલાલનો વિવાહ વિનોદ.



## દોહરા.

ડાહ્યાભાઈ દુનિયા વિશે, મીઠા રત મેરાણ;
પ્રસિદ્ધ અક્કલનું પૂતળું, બહાદુર બુદ્ધિ નિધાન. ૧
ખર્ચ રાખે ખંતથી, ખમાવટ સુખમનાર;
મેમાની કરે મન થકી, ઉમદા દીલ ઉદાર. ૨
મિલનસાર સુભાવના, સારી વરી સુવાસ;
હુન્નર કળા આલમ બિચે, પરિમલ કરી પ્રકાશ. ૩

## છંદ લાવણી.

"સુજ ઉપર ગુજરી, પીતા પાદશાહ જાની." એ રાગ.

દલસુખભાઈનો દીલથી વિવાહ કીધો,
વરઘોડા વિગેરે સમયે સુજસ લીધો. ટેક. ૧
વિધવિધ વાજાંવડે સુરથી વાજે

નોબત નગારાં શોર ન્યારે ગાજે. દ૦
દુદભી વાજીં વાજે વરની પાસે,
ભેર બુગલનો નાદ ભલેરો ભાસે.
દબદબાદાર સાજન શોભીતું સારૂં,
પરવરનાર પ્રીયજનને લાગે પ્યારૂં. દલ૦
શેઠ સાહુકારો અમીર આવ્યા સરકારી,
મુખી મર્તબાદાર રાજ્ય દરબારી. દલસુખ૦
હિંદુ ઇસ્લામી અમીરો શોભા દેતા,
ડાહ્યાભાઈ સૌ કેરી સલામી લેતા. દલસુખ૦ ૬
આરઠો ચળકીદાર શોકીન સુખપાલો,
બની ઠણીને બેઠા બાહોશ બાલો. દલસુખ૦ ૭
અશ્વોપર આરૂઢ થયા સૌ સાબેલા,
અલંકાર ભુષણું દીસે અતી અલબેલા. દલસુખ૦ ૮
હુયા સૌ હીંડે અતિ ઉચીરે વાલે,
ઠમકા ઠેક બાજી લેતા ચાલે. દલસુખ૦ ૯.
વરઘોડા કેરી વડી જુક્તિ રચેલી,
આરબ ખંજરો લઈ ખુબ રહ્યા ત્યાં ખેલી. દલસુખ૦ ૧૦
ચોગાન આધે આવે જ્યાં થી રસ્તા,
રાગોની દઈ રણુજીક આગળ વિચરતા. દલસુખ૦ ૧૧
જોવા માટે રાહે ઉભા રાહાદારી,
મંગલલીલા મહા મચી ભભકદાર ભારી. દલસુખ૦ ૧૨
જગ જાહેર કીધી ઉદારતા જી હોંસી,
ખાનદાન જેવી ખુબ ધરી ખામોશી. દલસુખ૦ ૧૩
વળી વિશેષ ફરજ અદા મુજ કરવા,

ઉચીત માંહી ઊરૂ એ બોલ ઉચ્ચરવા. દલસુખ૦ ૧૪
ધન્ય ધવળ કીરતિ શ્રીમંત જેવી ધારી,
વળી વિવેક વાણી વિબુધ નરે ઉચ્ચારી. દલસુખ૦ ૧૫
સદને ગયાની સરભરા રાખે સારી,
દે ચાહ સોડા પાન અને સોપારી. દલસુખ૦ ૧૬
મેમાનોની સ્વાગત કરે હર્ષે લાવી,
આનંદ ઉમંગે હરેકને ઉપજાવી. દલસુખ૦ ૧૭
ખબર પુછે ખુબ ધરી મન પ્રીતી,
નિરાભીમાની નિર્મળ જેમની નીતિ. દલસુખ૦ ૧૮
પુરા આરંભશ્રી પુણ્યવાન નહીં પ્રમાદી,
મશહુર મેળવી મોટી મુબારક બાદી. દલસુખ૦ ૧૯
હુન્નર કળાના ઉપાયો અખા યોજી,
ખંત ધરી ખુબ ખરી કારીગરી ખોજી. દલસુખ૦ ૨૦
સોના રૂપાના ઘણા ઘડે શૃંગારો,
ઘણું ઝવેરાત પાટ દેખાતો સારો. દલસુખ૦ ૨૧
નંગદાર તેજસ્વી કરે તે કડા,
બંગડીઓ બાજુ ને ચુર ને વળી તોડા. દલસુખ૦ ૨૨
ખુલસ વીગેરે ઘાટ ઘડે તે હુન્નરા,
બહુ તેજનો ચમકાર શોભતા સારા. દલસુખ૦ ૨૩
વોહોરવા વેપારી મુલકે મુલકના આવે,
જથાજોગ લેઈ જાય ભલા મન ભાવે. દલસુખ૦ ૨૪
રૂપા વાળી મુખ નાડી તે ભાખે.
ઘણું ઝવેરાત હેતલ માંહે દાખે. દલસુખ૦ ૨૫
ખુલસા વિગેરે ઘણા ધંધાના પેપાની

કશા વિદેશે ધવળ કીરતિ ધારી. હલસુખ૦ ૨૬
સર્વોપરી સ્વભાવ કેરા શાહુજાની,
સુધાસમી સુખ મધુર મીઠી જુબાની. હલસુખ૦ ૨૭
મીલનસાર સુભાવ નહીં અહંકારી,
ધવળ કીર્તી નીજ ધંધા માંહે ધારી. હલસુખ૦ ૨૮
ઘટે ન ઓછાં માન ઓછાં વખાણ્યા,
ઘટે ઘણેરાં માન સુભાવ સુહાનો. હલસુખ૦ ૨૯
મોટા મોટાની સાથે મિત્રાચારી,
માન દે મેદની મોટા અધિકારી. હલસુખ૦ ૩૦
દબદબો દીપતો જેમનો જગમાં ઝાઝો,
હિંદુ ઈસ્લામ હરેકમાં પડે છાજો. હલસુખ૦ ૩૧
દીર્ઘાયુશ ડાહ્યાભાઈનું પ્રભુ થાઓ,
ભડ પુત્રોના ભલા યશ જગ ગાઓ હલસુખ૦ ૩૨
છટાદાર છગનલાલ જુગાજુગ જીવો,
બહુ બુદ્ધિમાન દાનો કુળ દીવો. હલસુખ ૩૩
મુબારક રહો માનીતા મનસુખભાઈ,
હલસુખભાઈને અંબાલાલ અબેચાઈ. હલસુખ ૩૪
રણછોડભાઈનું રૂડું આયુપ થાજો,
પ્રાણલાલ કેરા પુરી યશો ગવાજો. હલસુખ૦ ૩૫
કુશળ રહો નાથીબા શ્રી કમળાપતી,
વહુવો તેમની સદા રહો સૌભાગ્યવતી. હલસુખ૦ ૩૬
બાઈલીબા જીવો બહેન; સ્વભાવનાં બહુ સારાં.
મતાપી જેવાં; પરોપકાર કરનારાં. હલશુખ૦ ૩૭
અખોબ આશીષ કથી કવી શિવરાજે,





મધવાપતી આ મહોત્સવ જોઇને આજે; દલસુખ ૩૮
કુશળ રહો મહંમદભાઈ, ભલા ભાઈ મુખી,
હરગોવનભાઈ આદે સર્વે થાઓ સુખી. દલસુખ૦ ૩૯
વડી કીરતી વરી વિવાહ પ્રસંગે,
ડ.શોભાઈ દીલ ઉદાર અલબેલા અનંગે. દલસુખ૦ ૪૦

દોહરો.

વડેરા આ વિવાહનો, અચળ રહો ઉત્સાહ;
અવસર હુવો આ ઉજળો, વરી ડી વાહ વાહ. ૧

## ચી. અંબાલાલના વિવાહ વિષે.

### મંડપ શોભા.

રાગ ધોળ.

"જીવો વિક્ટોરીયા" એ રાગ.

પ્રથમ પાર્વતી સુતપ્રણમું, આરાધુ ઉમા ઈશ; સોમનાથ ભાઇને માંડવે,
દીર્ઘાયુશ દંપતીનું હુજો, જય કરો સદા જગદીશ. સોમ૦ ટેક.
મહા મનોહર મંડપ રચાવીયો, હુવી મંગળ લીલા અપાર. સો.
અતર સુગંધ અનોપમ બહેકતાં; મહા તેજતણો અંબાર. સો.
હાંડી તકતાઓ ઉત્તમ શોભતાં, વડો કરે વાલસરો ઉજાસ. સો.
ઝાઝાં ઝુંમરો ઝળકી રહ્યાં, જાણે કોટી સુર્ય પ્રકાશ. સોમનાથ.
ગાદી તકીયા ગલેછા બીછાવીયા, સુંદર સિંહાસનો તણી હાર.
આરામ ચેરો અનોપ શોભતી, ખુરશીઓની ખુબ હાર; સો.
ચંદની ચંદરવા ચળકી રહ્યા, ઝુકતી ઝાલર ગુલાબી મુકેલ; સો.
મંગળ લીલા મહા મોદથી, રોફદાર રૂડી સુ રચેલ. સોમનાથ.

બહુ તરેહનાં તોરણો બાંધીયાં,કોમળ કુસુમો કેરા હાર. સોમ.
જરકસી તારો જેમાં ઝળકતા, અસોપાલવનાં બાંધ્યાં બાર.સો.
નોતમ નેજા નીશાનો ફરકતાં, ઝાઝા રંગનાં જરકસીદાર; સો.
ચોક મધ્યે તે ચારૂ શોભતાં, રંગુ લીંપ્યો રૂપી રંગદાર. સો.મ.
અતિ અબીર ગુલાલ ઉડી રહ્યાં, મંડપ શોભે મહમહાટ; સો.
આનંદ હોય આળેખતાં તેહને, ઉર કેરા ટળે ઉચાટ. સોમ.
વિધવિધનાં વાજાં વાજી રહ્યાં, સંગીત પ્રમાણે જેમનો સુર. સો.
ભેર ભુંગળો ભલી વાજતી, રૂડાં રણશીંગાં રણતુર. સોમનાથ.
બેંડ વાજુ ચારૂ વાજતું, છાજતું તે મહા છટાદાર. સોમ.
રૂડા રાગોની છાયા છાજતી, વાંસળીઓ વાગે અપાર. સોમ.
નાદયુક્ત નગારાં વાજી રહ્યાં; ઢમકતાં બહુ ઢોલ; સોમનાથ.
ગહગહ નોબતો ગાજતી, સરણાઈના સારાજ બોલ. સોમ.
અત્તર સુગંધ અનોપમ બહેકતી,ગુલાબી જળો ઘણાં છાંટેલ.સો.
ચારૂ છાડ ચોરીના શોભતાં; ચળકીદાર તે ચીતરેલ. સોમનાથ.
માનુનીઓ ગાય સુમોદથી, ઘણા જુના ગુજે ગીત. સોમનાથ.
વસ્ત્રાલંકારે વડી શોભતી, રૂડા પ્રકારે જેમની રીત. સોમનાથ.
સુહર્ષ સોમનાથભાઇને હુવો, અતિ આનંદ ઉપજ્યો ઉર. સો.
મનડા વિષે તે માય નહીં, ઉભરાય જેમ સાગર પુર. સોમ.
ઝાઝો હર્ષ ઝવેરભાઇને હુવો, ઉર થકી તે ઉભરાય; સોમનાથ.
પરીમલ પુત્રોનો પ્રસંગ જાણીને, ખુશ ખુશ ઘણેરાં થાય. સો.
વડો હર્ષ મથુરદાસને વાધીયો, હૈયા વિશે તે હરખાય. સોમ.
સારો પ્રેમ સઘળાં કુટંબને હુવો, મોદ ભરે મન મલકાય. સોમ.
દાના વેવાઈ ડાહ્યાભાઈ મનાવીયા,પુરી પુરત આપી શુપ્રીત.સો.
વેહેલાં પાથર્યા સારાં શોભતાં,આપ્યાં રૂડી રાખી સુરીત. સો.

નાખીઆ વગાણું મન.વીયાં, આપી ટાડીયો આપણી સુખ
સગાં વિગેરેને સારી રીતથી, સુકિ..રે દીધા સિરપાવ;
વર અંબાલાલ વડા ખુશી હુવા, પરિમલ દીધો તેમને પોશાક
જાનૈયાને સગાં સનેહીઓ, પોશાકો પામ્યા કેટલંક. સોમના
આવેલ જાંનયા અતી ખુશી હુવા, સ્વાગત જોઈ રૂપેર. સોમ.
ખાનપાન હુવાં રૂડી રીતનાં, લાખેણી ઉપજી લહેર. સોમના.
અચળ ઉત્સાહ હરિ આ રાખજો, કુશળ રહો જડીબા કન્યાય; સો.
ઉમા સાવીત્રીનું સૌભાગ્ય પામજો, મેદનીમાં વધો મહિમાય; સો.
અચળ આયુશ રહો અંબાલાલનું, એશ કરો તે અપરંપાર; સો.
કશળ રહો સર્વે કુટુંબીઓ, ડાહ્યાભાઈ દીલ ઉદાર. સોમનાથ.
કવિ શિવલાલે કથ્યું શુભ પ્રેમથી, અમોઘ દે છે આશીષ. સોમ.
ચીરંજીવી રહો સોમનાથ શેઠનું, જય કરો સદા જુગદીશ; સોમ.

## મનહર છંદ.

દાના શેઠ ડાહ્યાભાઈ, છટાદાર કીરતિ છાઈ;
વડેરી વરી વડાઈ, લાયકી લબાસ થી;
આત્મજ અંબાલાલ, પરણાવ્યા પ્રીત ધરી;
જાહોજલાલીની સાથે, જબરા હુલ્લાસથી.
જાનનો જમાવ કર્યો, તોફાદાર તેજસવી;
ખુશ હવાં ખુબ દીલ, વિવિધ વિલાસથી;
સોમનાથે દીધાં માન, ખુબ કર્યાં ખાનપાન;
ઘણા હવાં ગુલતાન, પ્રીતી કેરા પાસથી. ૧
વરઘોડો વડો હવો, દીપતો સુ દબદાર;
માહ પામે મેદની સો, વડેરા વિકાશથી;
મુબારકબાદી પામ્યા, જસ જગમાંહી જામ્યા

ફુરમાન કીધાં કામ, ભાનુ જેવાં ભાસથી;
વિમળ કિરતિ વરી, મેમાની શુમોટી કરી;
નગરમાં નામ કીધું, નીતી નરમાશથી;
કહે કવિ શિવરાજ, લાખેણી મેળવી લાજ;
દુનીયામાં ડાહ્યાભાઈ, ખરા ગુણે ખાસથી. ૨

## જાન વિશે.

રાગ પદ.

" નાથ કૈશે ગજકો બંધ છુડાયો " એ રાગ.

જાન સજી બહુ સારી, ડાહ્યાભાઇએ જાન સજી બહુ સારી;
પ્રીત ધરી બહુ પરોણા ઉપર,સારી શેવા વેવાઇએ સ્વીકારી.ડા.
ઝાઝો ભભકો જાનૈયાનો, જુવે જનો ધારી ધારી;
મંગલ ગીતો ગાય માનુની, મહા મનોહર મંગળકારી. ડા.
સદાચરણી શુમીલનહાર, નિરાભિમાની નિરવિકારી;
પરમારથ પરપુરણ પ્રીતી, વડા વિવેકી શુવિચારી. ડાહ્યા.
લાચાર જનને લાભ કરે બહુ, વિશેષ વિમી વિડારી;
ખુશી કરે શુખંત ધરીને, અબુદ્ધ હોય કે આજારી. ડાહ્યા.
શુધા સમાં વેણ અવે મુખથી, લલાપતાની ન કરે લવારી;
ઝાઝા જમાવથી જાનૈયાની, સબળ શોભતી સ્વારી; ડા.
દીર્ઘાયુશ દંપતિનું થાઓ, વદુ વિભુ કુંજ વિહારી;
ચિત્ત ધરી ચામુંડા પાય લાગુ, મહંમાયા અરજ એ હમારી ડા.
દીર્ઘાયુશ ડાહ્યાભાઈનું હોજો, પ્રજાપતી કહુ પોકારી;
દીકરા કેરી દુનિયામાં રહો, જસ કિરતિ શુભ જારિ. ડા.

—૦❀ સમાપ્ત. ❀૦—

